# નાનાં બાળકોની ગૃહ કેળવણી.

---

ભોગીલાલ કેશવલાલ પટવા.

# "મહાલક્ષ્મી સ્મારક ફંડ."

સ્વર્ગવાસી સૌ. બ્હેન **મહાલક્ષ્મી** (રા. રા. અમૃતલાલ બાપુજીની પુત્રી)નો જન્મ સં. ૧૯૫૨ માં થયો હતો. તેને સદ્ભાગ્યે કેળવાયેલી માતાનો લાભ મળેલો હતો, તેમ તેના પિતા પણ કેળવણીનો લાભ સમજતા હતા, તેથી નાનપણથીજ તેનામાં સારી "ગૃહકેળવણી"ના સંસ્કાર પડ્યા હતા. બ્હેન મહાલક્ષ્મીએ તેના મામા ડા. ડાહ્યાભાઈ લલુભાઈ મોદીની સલાહ, મદદ અને ઉત્તેજનથી તેમજ પોતાના ખંતીલા સ્વભાવથી ગુજરાતી અભ્યાસ પૂરો કરીને સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજમાં બે વરસ અંગ્રેજી અભ્યાસ પણ કર્યો હતો. જો કે સાધારણ નજરે આ અભ્યાસ કાંઈ બહુ કહેવાય નહિ, તો પણ જ્ઞાતિમાં જે સમયે સ્ત્રી કેળવણી તદ્દન નહિ જેવી હતી, તે સમય ધ્યાનમાં લઈએ અને હજી સુધી આટલો અભ્યાસ પણ જ્ઞાતિમાં કોઈ બાળાએ કર્યો નથી, તે જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે, આપણી બાળાઓને અભ્યાસ માટે મળતા થોડા વખતના પ્રમાણમાં, બ્હેન મહાલક્ષ્મીનો આટલો અભ્યાસ પણ ઘણોજ સંતોષકારક ગણાય. તે ઉપરાંત ઘર આગળ ખાનગી વાચનથી પણ તેણે પોતાનું વ્યવહારિક જ્ઞાન ઘણું વધારી દીધું હતું. નાનપણથીજ પ્રાર્થનાસમાજના શુભ ધાર્મિક સંસ્કારો તેના મગજ ઉપર પડ્યા હતા અને

ઠેઠ છેવટ સૂધી હમેશાં ઇશ્વરપ્રાર્થનામાળાનો પાઠ તે કરતી હતી.

તેનું લગ્ન પંદર વરસની ઉમ્મરે રા. **કેશવલાલ ઇશ્વરદાસ મહાદેવીઆ** સાથે થયું હતું. લગ્ન પછી પણ તેણે સારાં પુસ્તકોના વાચનથી પોતાનું જ્ઞાન વધારવાનું ચાલુ રાખ્યું હતું, તેમજ પત્નિ અને ગૃહિણી તરીકે પણ તેણે પોતાના પતિને પરેપૂરો સંતોષ આપ્યો હતો. અને ચાર વરસની પરણિત જીંદગી આ દંપત્તિએ સંપૂર્ણ સુખ અને આનંદમાં ગુજારી હતી. કેળવાયેલી હોવાથી **સ્ત્રી ઉન્નતિ**ની બાબતમાં બ્હેન મહાલક્ષ્મીના વિચારો ઘણાજ આગળ વધેલા હતા, અને ભવિષ્યમાં સ્ત્રી ઉપયોગી કાંઇક કામ કરવાની તેની ધારણા હતી. પણ દૈવ ઇચ્છાએ ફકત ઓગણીસ વરસની ઉમ્મરે સંવત ૧૯૭૧ ના ભાદરવા સુદી પાંચમે સૂવાવડમાં તેનો સ્વર્ગવાસ થયો અને રા. કેશવલાલને આ સુખ સ્વપ્ના સરખું થઇ ગયું. ઇશ્વર બ્હેન મહાલક્ષ્મીના સંસ્કારી આત્માને અખંડ શાન્તિ આપો !

તેના મરણ પછી તુરતજ, રા. કેશવલાલે પોતાની પત્નિની પાછળ રૂ ૧૦૦) “ **મહાલક્ષ્મી સ્મારક ફંડ** ” તરીકે, તેનું વ્યાજ “ **સ્ત્રી ઉન્નતિ** ”ના કોઈ પણ કાર્યમાં ખર્ચવાની શરતે દશા શ્રીમાળી મેશ્રી વણિક મિત્રમંડળને સ્વિકારવા વિનંતી કરી. રા. કેશવલાલની આ માગણી મંડળે

ઉપકાર સાથે ખુશીથી સ્વિકારી. પાછળથી તે ફંડ વધીને નીચે મૂજબ રૂ. ૨૨૫) નું થયું છે.

રૂ. ૧૦૦) રા. કેશવલાલ ઇશ્વરદાસ મહાદેવીઆ.
૭૫) રા. અમૃતલાલ બાપુજી.
૨૫) ડા. ડાહ્યાભાઇ લલુભાઇ મોદી.
૧૦) ડા. બાલાભાઇ ઉમેદરામ પટવા.
૫) રા. વિઠ્ઠલદાસ મોતીચંદ.
૫) રા. ભોગીલાલ કેશવલાલ પટવા.
૩) રા. મણીલાલ મહાસુખરામ.
૨) રા. દલસુખરામ જમનાદાસ.

---

રૂ. ૨૨૫) કુલ.

આ ફંડની વ્યવસ્થા માટે મંડળે નીચે મુજબની યોજના હાલ નક્કી કરી છે.

૧ આ ફંડનું નામ "મહાલક્ષ્મી સ્મારક ફંડ" રહેશે.

૨ તેનો વહિવટ અમદાવાદનું **દશાશ્રીમાળી મેશ્રી વણિક મિત્રમંડળ** અથવા તેણે નીમેલી કમીટી, ટ્રસ્ટીઓ, કે મેનેજર કરશે.

૩ જો મંડળ બંધ પડવાનો સમય આવે અથવા તેના મેમ્બરોની સંખ્યા ૧૫થી ઓછી થાય અથવા કે મેમ્બરોની ઇચ્છા ફંડનો વહીવટ રાખવાની ન હોય તો તે ફંડ, તે

વખતના મંડળના મેમ્બરો પોતાના પસંદ કરેલા વહીવટદારને સોંપશે.

૪ આ ફંડના વ્યાજમાંથી સ્ત્રી ઉપયોગી નાની ચોપડીયો છપાવીને જ્ઞાતિમાં વહેંચવી. (આ યોજના એક અજમાયેશ તરીકે બે વરસ માટે સ્વિકારવામાં આવી હતી.)

આ **"મહાલક્ષ્મી સ્મારક માળા"** ના પહેલા મણકા તરીકે રા. રા. ભોગીલાલ કેશવલાલ પટવાનો "નાનાં બાળકોની ગૃહ કેળવણી" એ લેખ મંડળે પસંદ કરીને બ્હેન મહાલક્ષ્મીની પહેલી મર્ણ તીથી નિમિત્તે આજરોજ જ્ઞાતિ બંધુઓ અને બ્હેનો સમક્ષ રજુ કર્યો છે. આ યોજના જ્ઞાતિ બંધુઓને પસંદ પડી છે એમ લાગશે તો ભવિષ્યમાં આવી રીતે બીજાં નાનાં પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવા મંડળની ઈચ્છા છે.

[ "મહાલક્ષ્મી સ્મારક સ્ત્રી ઉપયોગી લેખમાળા" મણકો ૧ લો.]

# નાનાં બાળકોની ગૃહ કેળવણી.

[ દશાશ્રીમાળી મેશ્રી વણિક મિત્રમંડળ ]
તરફથી

લેખક તથા પ્રકાશક,
ભોગીલાલ કેશવલાલ પટવા.
બી. એ.; એસ. ટી. સી. ડી,



આસીસ્ટંટ માસ્તર,
મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ ફોરવિમેન.
અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. ] સને ૧૯૧૬ [ પ્રત ૫૦૦.

"શ્રી સત્યપ્રકાશ' પ્રિન્ટિંગ પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇ
ગાંધીએ છાપ્યું, (ખાડીઆ) અમદાવાદ.

૭૮૬

# લેખકનો ખૂલાસો.

સદ્દભાગ્યે, હાલમાં ગુજરાતી ભાષામાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો લખવા તરફ ઘણા સજ્જનો પ્રેરાયા છે. છતાં આપણા સ્ત્રીવર્ગમાંનો ઘણોજ થોડો ભાગ તે પુસ્તકોનો લાભ લઈ શકે છે. કારણ, જે નાના ભાગને પુસ્તકો વાંચવા મળી શકે એમ હોય છે, તેમાંનાં કેટલાંકને ભાષાની મુશ્કેલી નડે છે, જ્યારે કેટલાંકને વાંચવાની અનુકૂળતા હોતી નથી. અનુકૂળતાવાળાં પણ ઝીણા ટાઇપથી છાપેલાં, મોટાં પુસ્તકો વાંચતાં કંટાળે છે. આ રીતે ફક્ત બહુજ નાનો કેળવાયેલો વર્ગજ તે વાંચી શકે છે. વળી આપણા સમાજની આર્થિક સ્થીતિ પણ એટલી બધી નબળી છે, કે સારા વાચન માટે આઠ આના કે રૂપીયા જેટલી કીંમતનું એક સ્ત્રી ઉપયોગી પુસ્તક પણ તે ખરીદી શકતો નથી. ઘણા તો તેવું પુસ્તક ખરીદવાની દરકાર પણ કરતા નથી. આવી રીતે સામાન્ય અને ગરીબ વર્ગની સ્ત્રીઓ, જેમને ખાસ જરૂર છે, તેમના સૂધી તો આપણાં સ્ત્રીઓ માટે ખાસ લખાયેલાં પુસ્તકો ભાગ્યેજ કોઈ અપવાદરૂપ દાખલામાંજ પહોંચી શકે છે.

આ ઉપરથી એમ લાગે છે કે સ્ત્રી ઉપયોગી જ્ઞાનના ઘણા વિષયો ભેગા કરી એક મોટું પુસ્તક છપાવવા કરતાં, જો દરેક વિષય જુદો જુદો નાના પુસ્તકના આકારમાં, સાદી ભાષામાં મોટા ટાઇપથી છપાવી બહાર પાડવામાં

આવે તો તેથી જ્ઞાનનો વધુ પ્રસાર થઈ શકે. ઘણી મધ્યમ વર્ગની સ્ત્રીઓ પણ ૩૦ થી ૪૦ પાનાની મોટા ટાઈપની ચોપડી ગમે ત્યારે ફુરસદ કહાડી વાંચી શકે. વળી કેટલાક પરોપકારી ગૃહસ્થોને આવાં હલકી કીમતનાં પુસ્તકોની ૧૦૦-૨૦૦ નકલો પાંચ—દસ રૂપીયામાં લઇને પોતાની જ્ઞાતિમાં અથવા મહેલ્લામાં વહેંચવા કે લ્હાણી કરવા અનુકૂળતા થાય. અને આવી રીતે સસ્તું પણ ઉપયોગી સાહિત્ય વિના મૂલ્યે ઘણી બેનોને મળી શકે.

આવા હેતુથી મુંબઇમાં ભગિની સમાજ તરફથી પત્રિકાઓ બહાર પાડવામાં આવે છે. તેમજ રા. ચીતળીયાએ પણ કાંઈક તેવોજ પ્રયાસ શરૂ કર્યો છે. આવા પ્રયાસ ઘણે ઠેકાણે થાય અને તેથી સામાન્ય વર્ગમાં ઉપયોગી જ્ઞાનનો પ્રસાર વધુને વધુ થતો જાય ત આપણા ખરા સંસારસુધારા માટે આવશ્યક છે. આવા વિચારોથી, આ વિષય ઉપર બીજાં પુસ્તકો લખાયેલાં છે, છતાં આ લઘુ લેખ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

દશા શ્રીમાળી મેશ્રી વણિક મિત્રમંડળ તરફથી મને એક વ્યવહારોપયોગી વિષય ઉપર ભાષણ આપવાની સૂચના થતાં, મેં મારા શિક્ષક તરીકેના બાળ સ્વભાવના અભ્યાસ ઉપરથી, પિતા તરીકેના અનુભવ ઉપરથી તેમજ બાળકો તરફની કુદરતી મમતાને લીધે આસપાસના અવલોકનથી "નાનાં બાળકોની ગૃહ કેળવણી" એ વિષય પસંદ કર્યો. આપણામાં ગૃહ કેળવણી જેવું કાંઇ છેજ નહિ. છોકરાંઓ

તેમની મેળે જેવાં થાય તેવાં ખરાં. તેમને માટેની સાધારણ બાબતોમાં સંભાળ રાખવામાં પણ ધ્યાન અપાતું નથી. તેથી આ બાબતના જ્ઞાનની જરૂર માટે તો સવાલજ નથી.

આ લેખ સામાન્ય જન સમાજ માટે હોવાથી વિષય ઉપરના ફક્ત મૂખ્ય મુદ્દાજ રજુ કર્યા છે. ખાસ કરીને અમદાવાદની દશા શ્રીમાળી જ્ઞાતિની સ્થીતિ ધ્યાનમાં રાખીને તેને અનુકુળ થાય તેવી રીતે ઘણી ખરી સાધારણ અનુભવમાં આવતી બાબતો દાખલ કરી છે. તે ઉપરાંત સૌ. શારદા સુમંત મહેતા બી. એ. ના "બાળકોનું ગૃહશિક્ષણ" નામના પુસ્તકમાંથી પણ કેટલીક મદદ લીધી છે. તે માટે તેમનો ઉપકારી છું. હું સર્વે બંધુઓ તથા બહેનોને તે પુસ્તક વાંચવા ભલામણ કરૂં છું.

આ વિષય મિત્ર વર્ગને ઘણો પસંદ પડયો અને તે છપાવી જ્ઞાતિમાં વહેંચવા માટે મને આગ્રહ થયો, અને તેવી અનુકુળતા મંડળેજ તુરત કરી આપી માટે મંડળનો આ તકે હું આભાર માનું છું. આ દિશામાં આ મારો પ્રથમ પ્રયાસ છે. જો આ પ્રયત્નને કંઈક સફળતા મળી છે એમ લાગશે તો આગળ ઉપર આવો પ્રયાસ ચાલૂ રાખવા ઈચ્છા છે. આટલો ખુલાસો કરી વાંચક બંધુઓ અને બહેનોને આ નાના લેખની તૂલના કરવાનું સોંપું છું.

સારંગપુર તળીયાની પોળ
અમદાવાદ.
ભાદરવા સુદી ૫
સંવત ૧૯૭૨.

**ભોગીલાલ કેશવલાલ પટવા.**

# નાનાં બાળકોની

# ગૃહ કેળવણી.

---

**ગૃહ કેળવણીની જરૂર.**

બાળકો આપણી અમૂલ્ય થાપણ છે, આપણાં રત્નો છે "કુળ દીવા" છે, "ઓરડાનું અજવાળું" છે, બાળકોજ મોટાં થઇને મનુષ્ય થવાનાં છે, જગતની આશા બાળકો ઉપરજ છે, કારણ જનસમૂહના કલ્યાણનો આધાર સદ્‌વર્ત્તનશાળી બાળકો ઉપરજ છે. આ પ્રમાણે, જ્યારે સૃષ્ટિક્રમમાં બાળકનું મહત્વ આટલું બધું છે ત્યારે આપણી આસપાસ નજર કરીએ છીએ તો દીલગીરી સાથે માલૂમ પડે છે કે આપણા સમાજમાં આવા મહત્વના વિષય સંબંધી એટલું બધું અજ્ઞાન છે કે ફક્ત જનાવરની માફક છોકરાંઓ ઉછેરી મોટાં કરવાં એટલામાંજ મનુષ્ય કર્ત્તવ્ય પૂરૂં થતું હોય એમ મનાય છે. કેળવણીથી માટી, વનસ્પતી, ધાતુઓ, તથા જનાવરો પણ સૂધરે છે, તો ખરેખરી રીતે આપણી દરેકની સહુથી પહેલી ફરજ આપણાં બાળકો સદ્‌વર્તનશાળી થાય તે ઉપર

પૂરતું લક્ષ આપવું તે છે. અને આટલા માટેજ ગૃહકેળવણીની જરૂર છે.

**બાળકેળવણીની શરૂઆત.**

બાળ કેળવણી ખરી રીતે તો ગર્ભમાંથીજ શરૂ થાય છે. અભિમન્યુ, પ્રલ્હાદજી, તથા નેપોલીઅન વિગેરેને ગર્ભમાંથીજ સંસ્કાર પડયાનું સુવિખ્યાત છે. ગર્ભમાંજ બાળકને માના ગુણસ્વભાવનો મોટે ભાગે વારસો મળે છે. પણ આ લેખમાં તો બાળકના જન્મ પછી તે પાંચ વરસનું થાય ત્યાં સૂધીમાં તેનું ચારિત્ર ઘડાય અને ભવિષ્યમાં તે સદાચારી થઇ જનસમાજને ઉપયોગી થઇ પડી પોતાની સાથે બીજાની ઉન્નતિ સાધી શકે તેટલા માટે માબાપોએ ઘરમાં શીશી સંભાળ રાખવી જોઇએ તે વિષેજ આપણે વિચાર કરીશું.

## સામાન્ય કેળવણી.

**માતાની અસર.**

જન્મ પછી બાળક ઉપર સૌથી પહેલી અને સૌથી મજબુત અસર માતાની થાય છે. **"માતા સો શિક્ષક બરાબર છે."** સુશીલ અને કેળવાયેલી માતા જેટલું કરી શકે, તેના દસમા ભાગનું બીજું કોઇ ગમે તેટલી મહેનતથી પણ કરી શકે નહિ. દુનિયામાં થયેલા ઘણાખરા મહાન પુરૂષો તેમની માતાની બાળ કેળવણીનેજ આભારી

છે. દેશને આબાદ કરવાની સરસ રીતતો માતાને જ્ઞાન દેવાની છે એમ મહાન નેપોલીયન કહે છે. માટે સ્ત્રી કેળવણીની જેટલી હિમાયત કરીયે તેટલી ઓછી છે.

નાનાં બાળકોને નીતિમાન કે અનીતિમાન એમાંથી એકપણ વર્ગમાં મૂકી શકાય નહિ.

**શુભ સંસ્કારો.** બાળકોનાં મગજ કોરાં હોય છે, તેમાં જે::સંસ્કારો પહેલવહેલા ગડે છે તેની ઘણીજ મજબૂત છાપ બેસી જાય છે. અને તે લાંબા વખત સુધી ખસતા નથી, પાછળથી તેમને દૂર કરવા લગભગ અશક્ય છે. કોરા કપડા ઉપર જેવો પાકો રંગ ચઢાવવો હોય તેવો શરૂઆતમાં ચઢી શકે છે, પણ એકવાર કપડું અમુક રંગથી રંગાયા પછી જો તે રંગ દૂર કરવો હોય તો થઇ શકતો નથી, અને થાય છે તો ઘણીજ મહેનત પડે છે. માટે બાળકોનાં મીણ જેવાં મગજ ઉપર પહેલેથીજ સારા સંસ્કાર પડવા દેવા. તેમને નીતિમાન કે અનીતિમાન—**દૈવી કે આસુરી બનાવવાં આપણાજ હાથમાં છે.**

**અનુકરણ શક્તિ.** બાળકોમાં અજબ પ્રકારની અનુકરણ કરવાની શક્તિ હોય છે, (રેલવે એન્જીનનો અવાજ બિલાડીનો સાદ, રોવું કૂટવું વિગેરે) માટે મા બાપે અને ખાસ કરીને માતાએ

તો એવું આચરણુ રાખવું જોઇએ કે જેથી બાળક ઉપર શુભ સંસ્કારોજ પડે બાળક સાંભળે તેવી રીતે ક્રોધ ભરેલાં વચનો કે અપશબ્દો બોલવા નહિ, કોઇની નીંદા કરવી નહિ કે બાળકને કોઇની ચર્ચા જોવા મોકલવું નહિ. નાનપણુથીજ ચારે બાજુએ કંઈ ગંદવાડ, અવ્યવસ્થા કે દુરાચાર તેની નજરે પડવાજ ન દેવો પણુ જ્યાં જ્યાં તે નજર નાખે ત્યાં સ્વચ્છતા, વ્યવસ્થા અને સદાચાર જ દેખે તેમ કરવું કે જેથી તેના મગજ ઉપર સારી છાપજ પડે, અને તેથી તેને પોતાની મેળેજ ખરાબ ગમશે નહિ. (નાનપણુથી ઝભલું પહેરનારને નાગા ફરતા બાળક તરફ તિરસ્કાર ઉપજશે,) અને ખરાબને ધિક્કારતાંજ શિખશે. બાળક ક્રોધી, ચીઢીયું, ગંદુ, બેદરકાર કે ઢંગધડા વગરનું થાય તેમાં ફક્ત માબાપનોજ દોષ છે. કારણુકે બાળક તો માબાપની ઝીણી ઝીણી બાબતોનું પણુ અનુકરણુ કરે છે. ( ચસ્મા પહેરવાં, છીંકણી સુંઘવાના ચાળા કરવા. ) અને એકનું એક આચરણુ વારંવાર કરવાથી તેની ટેવ બાળકમાં બંધાય છે. આટલા માટે ખાસ જરૂરનું છે કે જો છોકરાંને સદાચારી બનાવવાં હોય તો તેમને હલકા નોકરોને ન સોંપતાં સંસ્કારી માબાપોએ પોતેજ ઉછેરવાં.

સામાન્ય રીતે બાળકને નવું નવું જાણુવાની જીજ્ઞાશા બહુજ હોય છે, તેથી તે વારંવાર

**ઉત્સાહ વધારવો આનંદી રાખવાં.** તરેહવાર સવાલો પૂછે છે. આવી વખતે તેના વિચિત્ર સવાલોથી કાયર નહિ થતાં તેની રમૂજમાં ભાગ લઇને યુક્તિ પૂર્વક સરળ જવાબ દેવા. (સ—ચાંદો કોણે બનાવ્યો? જ—જે પરમકૃપાળુ ભગવાને તને બનાવ્યો તેણે. સ—આ કાચનો કકડો શા કામનો છે? જ—કાગળો પવનથી ઉડી ન જાય માટે તે ઉપર ભાર મૂકવાના કામનો સ—પથ્થર ના ચાલે? જ—ચાલે, પણ ટેબલ પર સારો ન દેખાય. સ—આ રાતો કાગળ શાનો છે? જ—સાહીચુસ, કાગળ ઉપર સાહીથી લખીએ પછી સાહી ઝટ સુકવવાના કામમાં આવે છે, સ—કેવી રીતે? જ—આવી રીતે, એમ કહીને કરી બતાવવું)બને તેટલાં વસ્તુઓની ફક્ત મ્હોંએથી સમજણ આપવા કરતાં તે પ્રત્યક્ષ ચાલૂ કે કુદરતી હાલતમાં (ફૂલ ઝાડ ઉપર) બતાવવાં. વર્ણન કરવું તે જ્ઞાન ઓછીતું આપ્યા જેવું છે. જાતે જોવાથી તુરત ખરો ખ્યાલ આવી જાય છે (રેલવે, બરફ ગીની) અને જ્ઞાન જાતે મેળવેલું થાય છે. હમેશાં બાળકનો ઉત્સાહ જાળવી રાખવા તથા નવું જાણવાનો તથા કંઇક કામ કરવાનો ઉમંગ વધારવા પ્રયત્ન કરવો. બાળકના મ્હોં ઉપર ઉમંગ છવાયેલોજ રહેવો જોઇએ **તે સાક્ષાત આનંદની પ્રતિમાજ જોઇએ. તેનો ઉમંગ કદી પણ દાબી દેવો નહિ.** કદી દીલગીરી બતાવવી નહિ તેમજ જોર જુલમ કે દબાણ કરવું નહિ, કારણ જોકે બાળક કુમળીડાળીની માફક વાળી શકાય તેવાં છે, તો પણ તેમને દબાણ અપ્રિય છે.

તેથી તો તેનો ઉત્સાહ દબાઇ જાય અને ફરીથી કાંઇ પૂછતાં અચકાય. તેમની સાથેના સામાન્ય વ્યહવારમાં તેમને આપણે આપણાં બરોબરીયાં ગણીએ છીએ એમ તેમને લાગવા દેવું. બાળક હળી જવાથી મા બાપની સત્તાને વધુ તાબે થશે અને પોતાને પૂછવાના પ્રશ્નો ખુલાસેથી પૂછી શકશે. તે નિષ્ફળ થાય તેવું કામ કદી તેને સોંપવું નહિ. તેવું કામ તેનાથી ન થવાથી તે નિરૂત્સાહી બને, માટે સહેલું કામ સોંપવું. ફક્ત કોઇવારજ તેને અક્કલ દોડાવવી પડે તેવું જરા કઠણ કામ સોંપીએતો વાંધો નહિ. તેના મ્હોં ઉપર કંટાળો, ઉદાસીનતા, ઓશિયાળાપણું, કે નિરાશાની છાપ નાનપણમાં બેસી જવી ન જોઇએ. તેને સમજણ ન પડે તેવી બાબતો તેના મગજમાં પેસવા દેવી જ નહિ, તેથી બુદ્ધિ મંદ પડી જાય માટે ફક્ત સ્વાભાવિક મગજ શક્તિઓને ખીલવવામાં મદદ કરવા **તેના દરેક કાર્યમાં આનંદ પૂર્વક રસ લેવો,** તેથી તેના ગુણો જાગૃત થાય. (બાળક રમકડાં ગોઠવે અને તે જોવા બોલાવે તો તુરત આનાકાની વગર ખુશીથી જઇને જોવાં અને પોતાની ખુશાલી બતાવવી. નાની હોડી તરાવવા ઇચ્છે તો મદદ કરવી. પીપળાના પાનની પીપુડી બનાવી આપવી.)

**માન ભંગ ન કરવું.**

કોઇવાર બાળકની ભૂલ થાય તો તેને પ્રશ્ન પૂછીને કાયર કરવું નહિ. બાળકને પોતે અજ્ઞાન છે એવું કબુલ કરવું ગમતું નથી. જે કોઇ બાબત તેને અપ્રીય હોય અને જે તેને

સાંભળવાની ઇચ્છા ન હોય તે વાત ઉડાવવાનો તે પ્રયત્ન કરશે. કોઇના દેખતાં બાળકને ધમકાવવું નહિ, કારણ તેને ખોટું લાગે છે. જો કાંઇ વાંક આવે તો આપણે દીલગીર મ્હોં કરી સહેજવાર પછી પાછું તેને માયાથી હસીને બોલાવી મીઠા શબ્દોથી શીખામણ દેવી.

કોઈ પણ જાતની બક્ષિસની લાલચ આપીને અથવા ખોટું પટાવીને કદી પણ કોઇ કામ કરવાની ટેવ પાડવી નહિ. કહ્યું કર્યાથી તેમનાં વખાણ થાય છે અને માબાપ ખુશી થાય છે એવો ખ્યાલ તેમનામાં હમેશાં રહેવા દેવો.

શિખામણની ધાતો બોલાવવાથી બાળકને કયું સારૂં અને કયું ખોટું તે સમજવાનું મળે છે, માટે તે બોલાવવાનો અસલી રીવાજ પસંદ કરવા જેવો છે. (ભણે ગણે તે વેપારી ના ભણે તે ભીખારી, વિગેરે.)

ટુંકામાં બાળકમાં રહેલા દૈવી અંશને પોષી તેની ખીલવણી કરવા જેમ બને તેમ વહેલી સારી ટેવો તેને પાડવી. ખરાબ અંશ પ્રથમથીજ દાબવો જોઇએ.

## કેળવણીના પ્રકાર.

(૧) શારીરિક, (૨) માનસિક એટલે બુદ્ધિની (૩) નૈતિક અને ધાર્મિક. આ દરેક બાળકને હમેશાં રમજ મળે તેવી રીતે આપવી જોઇએ એ બાત કદી પણ નજર બહાર થવા દેવી નહિ,

## શારીરિક.

સર્વેથી પહેલી અગત્ય શારીરિક કેળવણીની છે. તંદુરસ્તી સારી હોય તો બુદ્ધિબળ સહેલાઇથી વધી શકે છે. નબળા બાંધાનાં બાળકોનાં મન પણ નબળાં પડી જાય છે. બાળકનું શરીર કોમળ હોવાથી આખા જન્મારા માટે શારીરિક શક્તિઓ વધારવાનો આ ખરેખરો સમય છે. બચપણમાં બાળકના શરીરમાં ઝપાટાબંધ વધારો થઇ શકે છે અને તેનો પૂરેપૂરો લાભ બાળકને લેવા દેવો. આ માટે ચાર બાબતોપર ખાસ લક્ષ આપવાનું છે. રમત–કસરત, ખોરાક, કપડાં અને સ્વચ્છતા.

બાળક માટે તો રમત એજ સૌથી સરસ કસરત છે.

**રમત–કસરત**

ધાવણી ઘુઘરો નાનાં ડંબેલ્સ જેવાં હોવાથી તે ફેરવતાં બાળકને અજાણતાં સારી કસરત મળે છે. બાળકને હરવું–ફરવું ઘણુંજ પ્રીય છે માટે તેને તેમ કરતાં રોકવું નહિ. સારી સંગતમાં, કોઇને ઈજા ન થાય તેવી રીતે છૂટથી જેટલો વખત અને જે જે રમત તેને રમવી હોય તે ઋતુ અનુકૂળ હોય તો રમવા દેવી. રમતમાં પણ દબાણ ન જોઇએ. જોરજુલમથી કસરત કરાવવાથી પણ શરીર બગડે છે. રમકડાં થોડાં આપવાં, તે ધાર કે અણીવાળાં ન હોવાં જોઇએ. બાળકને દરેક ચીજ મ્હોંમાં નાખવાની ટેવ હોય છે, માટે રમકડાં ઝેરી કે

નુકસાનકારક રંગનાં ન જોઇએ. બાળકને બહાર જવાનું ઘણું મન થાય છે માટે બને ત્યારે ફરવા બાગબગીચામાં લઈ જવાં જેથી આનંદ તથા સ્વચ્છ હવાના લાભ સાથે તેને ઘણું જોવાનું મળે. ( યુરોપીઅન બાળકો હમેશાં સાંજે છૂટાં ખુલ્લી હવામાં રમતાં હોય છે તેથી ઘણાં આનંદી અને તંદુરસ્ત રહે છે ), છ મહિનાની અંદરના બાળકને ૧૬ કલાક, વરસની અંદરનાને ૧૪ કલાક, ત્રણ વરસ સૂધી-નાને ૧૨ કલાક અને તે ઉપરનાંને ૧૦ કલાકની ઉંઘની, વૈદકશાસ્ત્રના નિયમ મૂજબ, શરીર વૃદ્ધિ, આરોગ્ય, અને આરામ માટે જરૂર છે. તેમને સવારે મોડા સૂધી ઉંઘવા દેવાં નહિ, પણ વહેલા સૂઇ જવાની અને સવારે વહેલા ઉઠી હાથ મોં ધોઇ નહાવાની ટેવ પાડવી. :તેથી કુદરતી રીતે તેમનામાં ચપળતા વધશે. તેમને કદીપણ ઉજાગરો કરાવવો નહિ તેમજ સવારે મોડા સૂધી ઉંઘવા દેવાં નહિ.

**ખોરાક.** ખોરાકની બાબતમાં ખાસ સંભાળ રાખવાની જરૂર છે. હદ ઉપરાંત માયાથી બાળકને બગાડવું નહિ. નાનાં છોકરાંને ગળપણની જરૂર સહેજ વધારે છે પણ તે ઘણું આપવાથી તંદુરસ્તી ઉલટી બગડે, કરમ પડે, પેટ વધી જાય, અને શરીર પીળું પડી જાય છે. તેને હમેશાં ભૂખ લાગવા દેવી. જમતાં પહેલાં પુષ્કળ કસરત મળવી જોઇએ. જમવાનો વખતજ

એવો રાખવો કે ભૂખ લાગ્યા પહેલાં જમવું પડેજ નહિ. નાનાં છોકરાંને દિવસમાં ચારવાર ખાવાની જરૂર છે, પણ તે નિયમસર નીમેલે વખતેજ ખવરાવવું. કોઇ કાંઇ ખાવાની વસ્તુ આપવા માંડે તો તે લેવાય નહિ. માબાપની રજા લઈ આવવી. લેવી પડે તો માબાપની રજા અને જાણ વગર ખવાયજ નહિ. માએ તે ચીજ લઇ પાછી નીયમિત વખતે ખાવા આપવી. **બાળકે શું શું, કેટલું અને કઇ કઇ વખતે ખાધું છે તે બધું માની પૂરેપૂરી જાણમાં હોવું જોઇએ.** આખો દિવસ જે તે મ્હોંમાં ઓર્યા કરવું, કે જેથી ભૂખ્યું કે ધરાયું જણાયજ નહિ તે જરાએ પસંદ કરવા જેવું નથી. ચાહ, કોફી, કોકો તથા સોપારી ઘણાં નુકસાનકારક છે, માટે તે ચીજોની ટેવ પાડવી નહિ એટલુંજ નહિ, પણ તે ચીજો છોકરાંથી લેવાય નહિ તેવો ખ્યાલ તેમના મનમાં બેસાડવો. એકવાર આપીશું તો બાળકો તે ચીજો ફરીથી માગશે, માટે તેમનો સ્વાદજ ચખાડવો નહિ. બાળકની તબીયત નાજુક હોય તે સિવાય ભાવા અભાવા કરવા દેવા નહિ. તેને ઉત્તેજન આપવું નહિ. જે પીરસ્યું હોય તે ખાવુંજ પડે, છાંડવું નહિ, વિગેરે ટેવો નાનપણથી પાડી શકાય. તેમ છતાં સંન્યાસીની માફક સ્વાદ વગર ગમે તેમ ભેગો કરીને ખોરાક ખવરાવવો નહિ, પણ તે સ્વાદથી જમે તેમ કરવું. સ્વાદથી જમવાથી મ્હોંમાં રસ ઉત્પન્ન થાય છે તે અન્નને જલદીથી પચાવી દે છે. અતિ-

શય ખોરાકથી નુકસાન છે માટે બાળકને કેટલા ખોરાકની જરૂર છે તે આપણેજ નક્કી કરવું. છેવટે 'ખાનપાનને ખાતર જીંદગી નથી પણ જીંદગીને ખાતર ખાનપાન છે' એ કહેવત હમેશાં ધ્યાનમાં રાખવી.

**કપડાં** બાળકને કપડાં ઢીલાં પહેરાવવાં જોઇએ. ઘણાં કપડાંથી ઉલટું નુકશાન છે. પૂરતી સંભાળ રાખી સૂર્યનો સાધારણ તાપ તથા ઠંડી સહન કરવાની ટેવ પાડવી નાનપણથી ઘણું નાજુક ના બનાવી દેવું. કપડાં રૂતુને અનુકૂળ, સાદાં પણ સ્વચ્છ જોઇએ કપડાં બદલાવવાની બાબતમાં આળસ રાખવી નહિ શિયાળામાં હોઠ, ગાલ, હાથ પગ ફાટી ન જાય તેની સંભાળ લેવી બાળકને કદીપણ વસ્ત્ર વગર તો નજ રાખવું.

**સ્વચ્છતા** ખાવાની વસ્તુઓ ઉપર માખી કે જીવ જંતુ બેસે નહિ કે તે ભોંય પડીને ધૂળ કે કસ્તર વાળી ન થાય તે જોવું. (ઘણીવાર બાળકો ગાંઠીયા વિગેરે ભોંય ઉપર રગદોળી મેલા કરીને મ્હોંમાં ઘાલે છે.)

ખાતી વખતે આખા શરીર કે પેટ ઉપર રેલા ન ઉતરે અને ગંદવાડ ન થાય તેવી સંભાળ લેવી. એકવાર ટેવ પડયા પછી બાળક પોતેજ દરકાર રાખશે. કપડાંને ડાઘા ન પાડે, ધૂળમાં રમે નહિ અને પોતેજ કપડાં સ્વચ્છ રાખતાં શીખે તે તરફ લક્ષ આપવું. ઝભલાની

ઝીણાંયથી નાક મ્હોં કે હાથ લ્હોવાની ટેવ પડવા દેવી નાહ. તેમને સ્વચ્છ રાખવાં, અને સ્વચ્છ રહેવાની ટેવ પાડવી. ઇંગ્રેજીમાં કહેવત છે કે સ્વચ્છતા પવિત્ર દીવ્ય અંશ છે.

ઘણું બાળ મરણો માતાઓની અજ્ઞાનતાને લીધે થાય છે, માટે હલકી નિર્દોષ ઘરગથ્થુ દવાઓનું જ્ઞાન માતાઓને આવશ્યક છે. બાળકને આળસુ થવા ન દેતાં ચપળ અને અને ઉદ્યોગી બનાવવું, તેનામાં કામ કરવાનો ઉમંગ જાગૃત રાખવો, તેની ચીજો ( છત્રી ) તેની પાસે જ ઝલાવવી અને ( ચાકર પાસે નહિ ) રમકડાં તેની મેળેજ વેગળાં મૂકવા દેવાં. માબાપને પાણી ભરી આપવું, કોઇ નાની ચીજ લઇ આવવી, આવી આવી ટેવો તેને પહે· લેથી પાડવી.

## માનસિક કેળવણી.

બાળક જ્ઞાન મેળવવા પહેલ વહેલો કાનનો ઉપયોગ કરે છે. તેના ઉપર સંગીતની અસર તુરત

**શરૂઆત** થાય છે. ( હાલરડું ) પણ બાળક મોટા અવાજ**થી** ચમકે છે. નાનપણમાં મોટા ધડાકા સાંભળવાથી બાળકો બહેરાં થઇ ગયાના દાખલા પણ બનેલા છે. ત્યાર પછી નજર માંડતાં શીખે છે, અને આંખનો ઉપયોગ જ્ઞાન મેળવવામાં શરૂ થાય છે. છ મહીના સૂધી આંખો કાચી ગણાય છે તે અરસામાં

આંખો ઉપર સખત તેજ પડે તો આંખો નબળી પડી જાય છે માટે બાળકની આંખો ઉપર બહુ તેજ આવવા દેવું નહિ. આંખ અને કાનની મદદથી વિચાર શક્તિ ખીલવા માંડે છે અને સ્પર્શની શક્તિનો ઉપયોગ શરૂ થાય છે. બાળક જુદી જુદી વસ્તુઓ હાથમાં લઇને તે પોતાની આંગળીઓ વડે તપાસે છે અને હવે વસ્તુઓનું અવલોકન શરૂ કરે છે. બાળકની અંદર રહેલી શક્તિઓને કેળવીને તેમને ખીલવવામાં આપણે કુદરતને મદદ કરવાની હવે જરૂર છે.

**અવલોકન**

આ વખતે તેની નજરે ચારે બાજુએ સારાં દ્રશ્યો પાડવાં જોઇએ. અવલોકન શક્તિ ખીલવવા માટે રમકડાંની ખાસ જરૂર છે. રમકડાં એકકે વખતે બહુજ થોડાં જોઇએ. બાળકનું ચિત્ત એકાદ ઉપર ઠરતાં તે તેને લે છે. "ધારો કે તે દડો લે છે. તેના સામું જોઇ રહેશે. તેને દબાવશે, ફેરવશે, ફેંકી દેશે; વળી લેશે, ચાટશે, સુંઘશે, ગબડાવશે, પાછળ દોડશે અને એકદમ પકડશે. આમ ફરીથી કરશે. આથી તેની અવલોકન શક્તિ અજાણતાં ખીલે છે પણ જ્યારે માત્ર દડા સાથે તે રોકાયું હોય ત્યારે જ. પણ તે વખતે તેને ઘુઘરો બતાવો તો દડો ફેંકી દેશે તેનું ચિત્ત દડામાંથી નીકળી જશે—અસ્થિર થશે—તેનો રસ ભંગ થઇ જશે, અને તે વ્યાકુળ થશે. કઈ પસંદ કરવી

તે સંબંધી ઘુંચવાશે. તેને ખરો આનંદ નહિ મળે, તેના અવલોકનમાં વિક્ષેપ પડશે, કાંઇ શિખશે નહિ, બેદરકાર બનશે અને અવલોકનની ટેવ જતી રહેશે."* માટે રમકડાં એકેક વખતે ઘણાં નહિ આપતાં ફક્ત એકાદ આપવું. પણ તે મૂઢની પેઠે એકની એક ચીજ હમેશાં જોયા ન કરે તે તપાસવું. નવું રમકડું અવલોકન સારૂ આપી જૂનું જેનું તેણે વારંવાર અવલોકન કર્યું હોય તે ઠેકાણે મૂકી દેવું. આવી રીતે રમતમાં પણ જ્ઞાન થાય એવો હેતુ રાખવો. જરા મોટી ઉમરે ચિત્રો બતાવવાં અને તેમાં શુંશું જોયું તે પછવું. ચિત્ર તરફ શોખ ઉત્પન્ન કરવો. જરા મોટી ઉમરે સાધારણ સમાન દેખાતી ચીજોમાં ભેદ અને અસમાન દેખાતી ચીજોમાં મળતાપણું શોધી કહાડવા કહેવું. બહાર ફરવા જાય ત્યાં સઘળું બરાબર જોવા કહેવું, તેમજ ઘરની વસ્તુઓ પણ તપાસવાની ટેવ પાડવી. આ પ્રમાણે અવલોકન શક્તિ વધારવી.

**સ્મરણ શક્તિ** બહારથી આવ્યા પછી જોએલી ચીજોનું વર્ણન સવાલ પૂછીને ક્રમ પ્રમાણે તેની પાસે કરાવવું. એકદમ એમ ન પછવું કે તેં શું શું જોયું? એક સંભાળીએ એટલે બીજું સાંભળે અને વિચારની સંકલના કરતાં શિખે. ઘરમાં અમૂક

---

* સૌ. શારદાબેનના "બાળકોના ગૃહશીક્ષણ" માંથી.

ચીજ ક્યાં મૂકાય છે તે પણ પૂછી જોવું. ચિત્રનું વર્ણન કરાવવું કે બે ચાર જાણીતાં પ્રાણીની સરખામણી કરાવવી. જવાબ આપણે ક્રમવાર કઢાવવા કે જેથી ચોક્કસ થવાની ટેવ પડે. બાળકોને વાતો સાંભળવી બહુ ગમે છે, માટે બોધક વાતો રોજ સાંજે કહેવી. વાતો જોડી કહાડેલી નહિ પણ ખરી બનેલી છે એવી દેખાવી જોઇએ. ખરા બનેલા બનાવો પણ વાર્તારૂપમાં કહેવા. (પડોશીના ઘરેણાં પહેરેલા છોકરાને તે કહાડી લેવા માટે કોઇ ઉપાડી ગયું, એક છોકરીએ દીવો-દેવતા બેદરકારીથી ઝાલ્યો તેથી તે તેના લુગડાપર પડ્યો અને તે ઘણું દાઝી. એક છોકરાએ નદીમાં પડેલા બાળકને અંદર કુદી પડી તરીને પોતાના જીવના જોખમે બચાવ્યો,) કહેલી વાતોમાંથી એકાદ તેની પાસે પ્રશ્નો પૂછીને કઢાવવી. આવી રીતે સ્મર્ણ શક્તિ ઘણી કેળવી શકાય. પણ આનો બોજો બાળમગજ પર જરાએ પડે નહિ તેવી રીતેજ ફક્ત કામ લેવું.

**વ્યવસ્થા–ચોક્કસાઇ** બાળકને પોતાનાં રમકડાં બરાબર ગોઠવીને ઠેકાણે મૂકવાની ટેવ પાડવી. ગમે તેમ ફેંકી દે નહિ તે જોવું, દરેક ચીજ નિયમસર તેની જગાએ બાળક પાસેજ મૂકાવવી, તેમજ તેની આડીઅવળી થઇ ગયેલી ચીજ તેની પાસેજ શોધાવવી, જેથી અવ્યવસ્થાથી થતી અડચણ અને અગવડ તે સમજે. ગાય કુતરાને પણ નિયમસર ખવરાવવાનું કામ તેની પાસે કરાવવું. રમકડાં ભાગે તોડે નહિ તેની સંભાળ રખા-

વવી. આમ કરવાથી તેને દરેક કામ નિયમીત અને વ્યવસ્થીત કરવાની આદત પડશે.

વખતો વખત દેવ, દાનવ, પરીઓની વાતો કહેવાથી કંઈક કલ્પના દોડાવતાં બાળક શિખે છે. રમતમાં ચિત્રપોથી આપી ચિત્રોનાં નામ શિખવવાં. મણુકા, કચુકા તથા ખાવાનાં ફળની તેની પાસે ગણતરી કરાવી ભાગ પડાવવાથી તેને સંખ્યાજ્ઞાન થાય અને ગમ્મત પડે.

## નૈત્તિક કેળવણી.

**અજાણતાં છાપ.**

નીતિનું શિક્ષણ બાળકને કદીપણ સીધ્ધું આપવું નહિ. તેથી લાભ છે તેવું કદીપણ જણાવવું નહિ. કારણ તેથી ફક્ત બહારનો ડોળ કરી માબાપને છેતરવાનો પ્રયત્ન કરતાં શીખે છે. બાળકને જો એમ લાગે કે તેને નીતિ શિખવવામાં આવે છે તો તેની અસર બહુ ઓછી થશે. જેમ બને તેમ આડકતરી રીતે નૈત્તિક કેળવણી આપવી. નાની નાની વાતો તેને કહેવી પણ તેમાંથી સાર કહાડીને, "માટે આમ કરવું જોઇએ," એમ કદી કહેવું જોઈએ નહિ. બાળકને પોતાની મેળે અજાણતાં અસર થશે, અને તેનું મન સાર કહાડી લેશે. હમેશાં જેવા સંસ્કારો અજાણતાં પાડી શકાય છે તેવા પ્રયત્નથી પાડી શકાતા નથી. બાળક ઘણુંખરૂં દુનિયામાં વગર પ્રયત્ને

અજાણતાંજ શિખે છે. માટે આપણે પણ તેજ માર્ગનો ઉપયોગ કરવો. બાળકમાં અનુકરણ કરવાની ટેવ છે માટે માબાપોએ નીતિમય જીવનનો દાખલો બેસાડવો. માબાપો એ કદીપણ અપશબ્દો બોલવા નહિ. બાળકોને ગાળો ( મુઆ, નખોદીયા, મારા રોયા ) દેવી નહિ, નહિ તો તે પણ તેવુંજ શિખે. 'મા છીંકણી કેમ સુંઘે છે,' 'કાકા આંખો કેમ કાઢે છે,' 'સાસુ કેમ સારશે,' આવું આવું શિખવાડવાથી અજ્ઞાનતામાં તેના મગજમાં ખરાબ સંસ્કારો પડે છે. શિખામણ આપવા કરતાં દાખલો બેસાડવો સારો છે. સૂધારવા કરતાં બગડવા દેવાંજ નહિ તે નિયમ ઉત્તમ છે. લુચ્ચાઇ ઠગાઇ વગેરેના ઉદાહરણ લઇ તે ઉપરથી નીતિ શિખવવાનું પસંદ કરવું નહિ. બાળક પાસે દુર્ગુણની વાતો મૂકયા સિવાય ફક્ત નીતિમય દાખલાઓમાંથીજ સદ્દગુણ શિખવવાનો હેતુ બનતાં સુધી રાખવો.

**માબાપની દૃઢતા.**

બીજી ખાસ જરૂરની બાબત એ છે કે બાળકને કદીપણ નકામું ચીઢવવું નહિ. જે વસ્તુ તેને આપવાની હોય તે બતાવીને ગમ્મતને ખાતર પણ એમ ન કહેવું કે 'આ તને નહિ આપું' 'તને નહિ લઈ જઇએ' 'તું ઘેર રહેજે' કારણકે આમ સાંભળી બાળક દીલગીર થઇ રોવા માંડે છે. પછી આપણે કહીએ કે 'ના, ના, આપીશ.' આથી બાળકના મનમાં ખ્યાલ બેસી જાય છે

કે રોવાથી વસ્તુઓ મેળવી શકાય છે. તેથી તે રોતાં શિખે છે, કારણકે **'રોવુ' તે ધારેલી ચીજ મેળવવાનું એક સાધન છે,** આમ તે ધારે છે. આથી ઘણું નુકસાન થાય છે. બાળક ચીડીયું અને કંકાસીયું થઇ જાય છે. જો કોઇ નુકસાનકારક ચીજ બાળકને અપાવવા આપણે ના પાડી હોય, તેથી બાળક કહ્યાપી રૂએ અને હઠ કરે તોપણ કાયર થઈને અથવા બીજાઓના કહેવાથી તે ચીજ અપાવવી નહિ. **ઇચ્છા વિરૂદ્ધ બાળકને એકવાર ઉત્તેજન આપ્યું તો તેનું જોર વધશે.** અને આજ્ઞાનો અનાદર કરતાં શિખશે. બાળક હઠથી રૂએ અથવા રીસાય ત્યારેજ માબાપની ખરી કસોટી થાય છે. જો માબાપ તેનાં ખરાં હિતેચ્છુ હશે તો તેને રોવા દેશે, કદીપણ મનાવશે નહિ અને પોતાના ઠરાવની દૃઢતાની બાળક ઉપર છાપ પાડી શકશે. બાળક એક બે વાર રૂએ તેથી બહુ નુકસાન નહિ થાય. તે રોઇને છેવટે થાકી કંટાળીને જયારે જાણશે કે તેના રોવાની કોઈ દરકાર કરતું નથી અને તેની સાથે કોઇ બોલતું નથી એટલે હળવે હળવે પાછું પોતાની મેળે આપણી પાસે આવશે. જરૂર પડે તો નકામું રોવામાટે કોઇ સારી તેને આપવાની ચીજ તેના દેખતાં તુરતજ બીજાને આપી દઈ તેને શિક્ષા પણ કરવી. આ પ્રમાણે બે ત્રણવાર થશે એટલે, બાળક સમજી જશે કે, માબાપે એકવાર કહ્યું તે પ્રમાણેજ થશે, એટલે પછી કહેલી આજ્ઞા માનવાની ટેવ પડશે. કારણ રોયાથી કાંઇ

વળતું નથી, કોઈ તેની સાથે બોલતું નથી અને ઉલટું તેનેજ નુકસાન થાય છે એવું તેને એકવાર સમજાયું કે પછી રીસ અને આડાશ મૂકી દેશે. પણ સાથે ધ્યાનમાં રાખવું કે દૃઢતાની અસર કરવા માટે આગળ કહ્યું એમ બાળકને કદીપણ નકામું ગમ્મત ખાતર ચીઢવવું નહિ, અથવા ખોટી આશા કે વાયદા આપવા નહિ. માબાપે પોતાનાં વચન હમેશાં પાળવાં જેથી બાળકને માબાપ ઉપર શ્રદ્ધા બેસે. આ બાબતમાં બાળક તરફના સ્નેહ અને વ્હાલથી દોરાઇ માબાપો ઘણી વખત બેદરકારી અને નબળાઈ બતાવે છે.

**આજ્ઞા પાળવી.** આપણી આજ્ઞા બાળક પાસે પળાવવી. કોઇપણ ચીજ લેવા ખાવાની લાલચ થાય પણ માબાપની આજ્ઞા ન હોય તો લાલચ અટકાવવાની તેનામાં શક્તિ જોઇએ. બનતાં સૂધી તેને આજ્ઞાનો અનાદર કરવો ન પડે તેવી રીતે પ્રસંગાનુસાર વિવેક બુદ્ધિ વાપરી આજ્ઞા આપવી. આજ્ઞા કરવામાં **બાળકની ઇચ્છા તોડી પાડવાનો હેતુ કદીપણ ન જોઇએ.** આજ્ઞા ભંગ થાય ત્યારે પોતાની આજ્ઞા કરવામાં ભૂલ તો નહોતી તે વિચારી જોવું. કોઈપણ વખતે તેની આવડતનાં તેનાં સાંભળતાં બીજા આગળ વખાણ ન કરવાં, નહિ તો પછી તેનામાં ખોટું અભિમાન અને માનવૃતિ ઉત્પન્ન થશે અને વધુ શિખવાની ઇચ્છા કમી થશે.

નિયમ ભંગ માટે સજા એવી કરવી કે બાળકને લાગે કે સજા થઇ છે. શિક્ષા ઇનામથી ઉલટી છે.

શિક્ષા. જેવી રીતે ઇનામ આપવાનો હેતુ આનંદ આપવાનો છે તેવીજ રીતે **શિક્ષાનો હેતુ દુઃખ લગાડવાનો છે.** આ હેતુ સરે એટલે બસ. ઘણી વખતે બાળકને માબાપો મારે છે અને જ્યારે તે ચોધાર રૂએ છે છે ત્યારે એકદમ છાના રહી જવાનો હુકમ કરે છે અને બાળકથી છાનું ન રહેવાય ત્યારે તેની હઠીલાઇ સમજીને તેને વધુ મારે છે. આ ઘાતકી રીવાજ ઘણોજ દીલગીરી ઉપજાવનારો છે. ફક્ત મારવું એજ સજા નથી પણ કંઇ ઇનામ કે ખાવાની સારી ચીજ ન આપવી, રમકડાં થોડાક દીવસ લઇ લેવાં, બહાર ફરવા કે કંઈ જોવા ન લઈ જવું, જે ચીજનો તે દુરૂપયોગ કરે તે લઇ લેવી અથવા જો કાંઇ નુકસાન કરે તો તે તેની પાસેજ સમું કરાવવું વિગેરે પ્રકારની સજાઓ માર કરતાં વધારે અસરકારક છે. ઘણીવાર તો બાળકને ધરાઇને રોવા દેવું એજ ઉત્તમ શિક્ષા છે. સજા કરવાના પ્રસંગજ ઘણા થોડા લાવવા, નહિ તો પછી સજાની અસર જતી રહેશે અને બાળક નઠોર અને બેપરવા બની જઇ સામું થતાં શિખશે.

બાળકને પોતાનાં માબાપો, વડીલો તથા બીજાં

**પૂજ્યબુદ્ધિ** સર્વે તરફ માનવૃત્તિ રાખતાં કરવાની જરૂર થોડી નથી.'ગુજરાત શાળાપત્ર'ના ડીસેમ્બર ૧૯૧૫ ના અંકમાં એક શિક્ષક લખે છે કે "અસલની 'આજરોજ ભાઇ–ઘેર ભણી ગયો છે માટે મારશો નહિ' એવી ચિઠ્ઠીની જગાએ મેં 'ચી ભાઇ–આજરોજ સવારે ૭ વાગે ઉઠી નાહી ધોઇને તેના માત પિતાને દસ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ગયો છે' એવી ચિઠ્ઠી મંગાવવી શરૂ કરી, અને તેની અસર ઘણી સારી થઇ. છોકરાંમાં ચપળતા આવી અને માબાપ તરફ પૂજ્યભાવ વધ્યો તથા તેમની તંદુરસ્તી પણ સૂધરી." આ બાબત નાનાં બાળકોને શિખવી શકાય. અને તેથી બાળકો રોજ સવારે માતાપિતાનો આશિર્વાદ મેળવે. દરેક માણસ તરફ વિવેકથી વર્તતાં શિખવવું. બાળક કોઇને મારે કે અપમાન કરે કે કોઈના તરફ સહેજ પણ તોછડાઈથી કે અયોગ્ય વર્તે તો તુરત તેને રોકવું તથા ધમકાવવું પણ હસીવાળવું નહિ, અથવા જોઇ રહેવું નહિ. બોલવા ચાલવા તથા વર્તનમાં તોછડાઇ આવે નહિ માટે માબાપોએ બાળકને પણ માનથી બોલાવવું તથા તેના ભાઈભાંડુને પણ માન દઇને બોલાવતાં શિખવવું. દુંકારાથી બોલાવવાનો રીવાજ, ઘરમાં પણ બને તો રાખવો નહિ. ઘણી જગાએ વડીલો અથવા પાડોશીઓ બાળકને તેની જનેતા માતાને 'રાંડી' 'વહુ' (વેસ્યાવહુ) એવા સંબોધનથીજ બોલાવતાં

ગમ્મતને ખાતર શિખવાડે છે. 'તારી બાને હુત્તા કર અને વઢ કે આટલું નથી આવડતું ?' નાનપણથી આવું આવું શિખેલું બાળક મોટપણે માબાપની આજ્ઞા ન પાળે, તેમના સામું થાય, સ્વછંદી બને અને તેમનું અપમાન કરે ત્યારે તે છોકરાનો વાંક કહાડવા અને તેને ગાળો દેવા તેનાં તેજ માબાપો તૈયાર થાય છે, જો કે શિખવાડનાર તો ફક્ત ગમ્મતની ખાતરજ શિખવાડે છે પણ તેથી આડકતરી રીતે બાળકમાંથી સન્માનવૃત્તિ જતી રહે છે. માટે પોતાના બાળકને આવું જો કોઇ શિખવતું હોય તો તુરત ખોટી શરમ મૂકી દઇને તેને રોકવું. કારણ તેમાં આપણા બાળકનો સ્વાર્થ બગડે છે. બાળકના દેખતાં માબાપે એક બીજા સાથે લઢવું નહિ. પિતાએ માતાને મારવી નહિ. બાળકની નજર આગળ તેની માતાનું અપમાન વારંવાર થતાં માતાનું માપ રહેતું નથી. જો કાંઇ કહેવા જેવું હોય તો બાળકની ગેરહાજરીમાં કહેવું. તેના ઉપરતો સલાહ સંપનોજ દાખલો બેસારવો. (તારી માતાને પગે લાગો, તેને પાણી લાવી આપો.)

**સત્ય** બાળકને સત્ય બોલવાનો ઉપદેશ આપીએ, પણ આપણા સ્વાર્થ ખાતર તેને જૂઠું બોલાવીએ (બાપનો કોઇ માગનાર આવે તો કહેવડાવવું કે મારા બાપા તો ગામ ગયા છે) તો સાચું બોલવાની શિખામણની અસર શી રીતે થાય ? બાળકને એવો ખ્યાલ

આવશે કે સ્વાર્થ હોય તો જૂઠું બોલાય છે. મશ્કરીમાં પણ "લે આ સંતાડી દે, ભાઈ આવેતો દેખાડીશ નહિ. કોઇ પૂછે તો કહીશ નહિ, કહેજે કે મને તો ખબર નથી. ઝટ્ ખાઈજા, બેન દેખશે તો માગશે,' આમ કહેવાથી બાળકપર અસત્યના સંસ્કાર પડે છે. કારણ બાળકને મશ્કરી કે ખરાનું ભાન હોતું નથી. કોઈ ચીજ બાળક માગે ત્યારે તે ચીજ ન આપવી હોય તો તેના દેખતાં સંતાડી દઇને કહીએ કે 'હુકા લઇ ગયા' તો બાળક તુરત સમજી જાય છે કે જૂઠું બોલી તેને છેતરવામાં આવે છે. અને તે પણ સહેજ સહેજ અસત્ય બોલતાં શિખે છે. તેની પાસેથી કોઇચીજ માગશો અને જો નહિ આપવી હોય તો સંતાડીને કહેશે કે 'નથી, ખોવાઈ ગઇ, હુકા લઇ ગયા,' વિગેરે બાળકને અસત્ય બોલવાનો પ્રસંગ આપવોજ નહિ. તે શિક્ષાનો ભય તથા લાડને લીધે અસત્ય બોલતાં શિખે છે. તેના વાંક વખતે એકદમ ગુસ્સે ન થતાં ધીમેથી શાંતચિત્તે પશ્ન પુછવા. ક્રોધ જોઇને તો તે અસત્યજ કહે. જૂઠું બોલવું એ મોટું પાપ છે એમ ઠસાવવું. એકવાર સત્ય બોલવાની ટેવ પડયા પછી તે ભારે પડશે નહિ. મૂળ વાંક કરતાં જૂઠું બોલવા માટે વધુ ગુસ્સો દર્શાવવો, સાચું બોલે તો નાના ગુનાહની માફી આપવી.

ગાય, પોપટ, કે કૂતરાને ખાવા નાખવાનું હોય તો બાળક પાસેજ નંખાવવું. લૂલાં, આંધળાં, માંદા અને અશક્તને દાન પણ બાળકને હાથેજ અપાવવું. બાળકોને આપણને મદદ કરવાનું

**દયા.**

બહુ મન થાય છે, તે વખતે આવાં કામ તેમને સોંપવાં, જેથી તે દયાળુ થાય. જો માબાપને લોકહિતનાં કાર્ય કરતાં જોશે તો બાળક પણ બીજાને મદદ કરતાં શિખશે. જ્યાં સગવડ હોય ત્યાં એકાદ છોડ ઉછેરવાનું બાળકને સોંપવું. આવા કામમાં બાળકને કંઈક સ્વાર્થ ત્યાગ કરવો પડે છે. વળી જે છોડ કે પ્રાણી પોતે ઉછેર્યું હોય તેનાપર પ્રેમ બંધાય છે. તેને કોઈ નુકસાન કરે તો તેનો જીવ કપાઇ જાય છે. આ રીતે બીજા તરફ પણ આપણે ફરજ બજાવવાની હોય છે એવો ખ્યાલ બાળ મગજમાં ચોંટે છે એટલુંજ નહિ, પણ **પ્રાણી માત્ર તરફ** બંધુ ભાવનાં બીજ તેના હૃદયમાં રોપાય છે, અને તે દયાળુ વૃત્તિનું થાય છે. અને બીજાંને દુઃખી દેખી તેને પણ દુઃખની લાગણી થાય છે અને તેમને સહાય કરવાની પ્રેરણા થઇ આવે છે.

ઘરમાં કોઇપણ ખાવાની ચીજ લાવવામાં આવે તો તેના નાના મોટા સૌને માટે સરખા ભાગ બાળક પાસે પડાવી તેની પાસે બધાંને વહેંચાવવાનો રીવાજ રાખવો. જેથી બધી ચીજો

**ઉદારતા.**

હમેશાં એકલા માટેજ હોતી નથી પણ બીજાઓ માટે પણ

હોય છે એમ તે સમજે. માબાપની ઇચ્છા હોય તો પાછળથી પોતાનો ભાગ બાળકને આપવો અથવા બીજી વખતે કે બીજા કોઈને આપવા રાખવો. બાળક કાંઈ ખાતું હોય તેવામાં બીજું કોઇ બાળક આવે તો તેમાંથી તેને થોડું આપવાની ટેવ પાડવી. લાડમાં ઉછેરીને બાળકને એકલપેટાં કે સ્વાર્થી ન બનાવી દેવાં. પણ તેમને મોટા મનવાળાં અને ઉદાર દીલવાળાં બનાવવાનો પ્રયત્ન કરવો.

**હીંમત.**

નાનપણથી બાળકને ' મંકોડાની કોઠી,' ' બાવો,' ' સિપાઈ,' ' ભૂત ' આવો આવો ખોટો બનાવટી ભય બતાવી તદ્દન બાયલો અને બ્હીકણ બનાવી ન દેવો. સિપાઇ કે બાવાથી બ્હીવાની કાંઇ જરૂર નથી. " કીડીયો તાણી જાય " ' હાઉ આવ્યો ' ' કીડીની મા લડવા આવી ' આવા શબ્દો ફક્ત બાળકને નાની નાની ચીજોથી પણ ભય પામતું, વ્યાકુળ અને ગભરાએલું બનાવવાની ગરજ સારે છે. નાનપણથી ઉત્સાહ આપી હીંમતવાન અને ચાલાક કરવાને બદલે આવા ખોટા ' બાહુ ' બતાવી ધાસ્તી ઉત્પન્ન કરવી તે બાળકને નુકસાનકારક છે.

**હાનીકારક શબ્દો.**

ઢીંગલા ઢીંગલીની, રોવા કુટવાની, સંબોલાડી, વેવાઇ વેવાણ, વરવહુ આવી રમતો બાળકના પર ઘણી ખરાબ અસર કરે છે. આવા સંસારીક સવાલમાં બાળકને નાખવાની જરૂર નથી ' સાસુ કેમ સારે,' ' સાસુને શું

કહેશો,' 'વર તો માથાનો મળ્યો છે,' 'દૂધેશ્વર જશો કે શાહપૂર' 'સાસુ તો વસમી છે' 'વહુ કેવી લાવીશું' 'કોને પરણવું છે?' આવા સવાલો બાળકને નુકસાનકરતા છે, એટલુંજ નહિ પણ સાસરૂં ખરાબજ હોય એવો નાહકનો ખોટો ખ્યાલ બેસાડે છે, જેથી મ્હોટપણે પહેલેથીજ સાસરૂં અકારૂં થઈ જાય છે. આવા શબ્દો તો બાળકને કાને પણ પડવા ન જોઇએ.

**બાળકને નહિ લઈ જવા જેવી જગાઓ.**

જ્યાં જુગટું રમાતું હોય, નાયકાનો નાચ થતો હોય, ભવૈયા રમતા હોય, કજીયો થતો હોય, ધક્કા મુક્કી હોય, હવા દુર્ગંધીવાળી હોય, આગ લાગી હોય, દારૂ, કસુંબો પીવાતો હોય ત્યાં, તેમજ સ્ત્રી પ્રસવ સમયે, ગુજરી ગયલાંની કાણે, આવી આવી જગાએ બાળકોને કદી પણ લઇ જવાં નહિ.

## ધાર્મિક કેળવણી.

**ઇશ્વર પ્રત્યે પ્રેમ.**

બાળકને ખાસ ધાર્મિક કેળવણી આપવાની જરૂર નથી, પણ તેને પરમકૃપાળુ પરમેશ્વર વિષે કાંઇક ખ્યાલ હોવો જોઇએ. ધ્રુવજી પાંચ વરસના હતા ત્યારે તેમની માતાએ ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખતાં તેમને શિખવ્યું હતું. ભય અને દુઃખ વખતે બાળક રૂએ છે ત્યારે તેને ધીરજ આપવા, આપણે માથે એક મહાન દયાળુ દેવ છે, તે આપ-

ણું સારૂંજ કરશે એવો ખ્યાલ આપી શકાય, અને ભક્તિ ભાવ વધારી શકાય. ઇશ્વર વિષે બહુ ઉંડી બાબતો શિખવવી નહિ પણ તે વિષે તેનો સંશય દૂર કરવો. 'ઇશ્વર સૃષ્ટિનો કર્તા (બાળકને પણ તેણેજ બનાવ્યું છે.) પાલન કરનાર, સર્વ શકિતમાન, સર્વ જાણનાર, સર્વ વ્યાપી, ન્યાયકારી કરૂણામય અને પવિત્ર છે, અને તેજ ઇશ્વર આપણો પૂજ્ય છે. ઇશ્વર બધાંનું સુખ ઇચ્છે છે, માટે કોઇને સુખ આપવું તે પુણ્ય અને દુઃખ દેવું તે પાપ છે.' આવા સામાન્ય સિદ્ધાન્તો ઠસાવવા. મહાન ભકતોની વાતો કહેવી અને ઇશ્વર ઉપર આસ્તા બેસાડવી.

**ધાર્મિક વૃત્તિ.** કાંઇ નહિ તો બાળકનામાં ધાર્મિક સંસ્કાર પાડવાના હેતુથી પણ માબાપોએ ઇશ્વર પ્રાર્થના કે દેવસેવાનો નિયમ રાખવો, અને તે વખતે બાળકને હાજર રાખવું અને તેની સહાય લેવી. તેને પાસે બેસાડી હાથ જોડાવવા. પણ ઇશ્વર ભકિતમાં માત પિતા ઢોંગ કરતાં હશે કે રૂઢી ખાતરજ કરતાં હશે તો બાળક ચેતી જશે ને ધારેલું પરીણામ નહિ આવે. સવારમાં ઉઠીને તુરત કે પછી રાત્રે સૂતી વખત પણ બાળક પાસે ટુંકી ઇશ્વર પ્રાર્થના કરાવવી. સંગીતમય કવિતા હશે તો બાળકને પણ રસ પડશે અને સંગીત જેવા ઉપયોગી વિષયના સંસ્કાર પડશે.

## છેવટ.

બાળકો મ્હોટાં કરવા જેવી સાદી બાબતમાં પણ કેટલી સંભાળ અને ચોકસી રાખવી જોઈએ, એક બાળકનાં માતપિતા થવું એ મનુષ્યને શીર કેટલી ગંભીર ફરજ છે અને મહાન કૃપાળુ પરમેશ્વરે સોંપેલી આ પવિત્ર ફરજ બજાવવામાં આપણે કેટલા બધા ગાફેલ રહી તેની આજ્ઞાનો અનાદર કરીએ છીએ, એ બાબતનો કાંઇક ઝાંખો ખ્યાલ આ ઉપરથી આવશે. બાળવયમાં કેળવણીના અભાવ અને યોગ્ય સંભાળ લેવામાં આપણી બે દરકારીને લીધે, બાળકને ઇશ્વરે બક્ષેલી કેટલી બધી શક્તિઓ ગુપ્ત રહી જતી હશે અને કેટલી બધીનો મૂળમાંથીજ નાશ થતો હશે તેનો વિચાર કરીશું તો આપણને શરમ આવ્યા વિના રહેશે નહિ. બાળકેળવણીમાં બેદરકાર રહેનાર મા બાપો **મોટામાં મોટાં પાપી છે.**

આ લેખ આપણી જ્ઞાતિની સ્થીતિનો વિચાર કરીને લખેલો છે. તેમાં ફક્ત બાળકોની ગૃહ કેળવણીની રૂપ રેખા દોરવા પ્રયત્ન કર્યો છે અને તેથી ફક્ત મુખ્ય મુદ્દાઓજ બતાવ્યા છે તેના ઉપર વિગતવાર વિવેચન કરીએ તો દરેક મુદ્દા ઉપર આવું પુસ્તક લખી શકાય. ફક્ત આપણી હાલની પદ્ધતિમાં કેવી કેવી જાતની ભૂલો જાણે અજાણે થાય છે અને તે કેવી રીતે સૂધારી શકાય એ બતાવવાનો આ ફક્ત અલ્પ પ્રયાસ છે. તેથી આ નાનો લેખ જો આપણા જ્ઞાતિબંધુઓ અને ખાસ કરીને જ્ઞાતિની બહેનોને જો કાંઈ પણ ઉપયોગી થઇ પડશે તો લેખક પોતાની આશા સફળ થઇ સમજશે.

# મંડળની ખબરો.

ગયો રીપોર્ટ છપાયા પછી, રા. ગોવર્ધનદાસ વરજીવનદાસ ચોકશી ( હાલ કલકત્તા ) નવા મેમ્બર થયા. ડૉ. કેશવલાલ પટવાએ રૂ. ૫ ), રા. ગોવર્ધનદાસ ચોકસી રૂ. ૨ ), રા. અમૃતલાલ બાપુજીએ રૂ. ૫ ) તથા રા. રતીલાલ સાંકળચંદ મહાદેવીઆએ ૭ પુસ્તકો મંડળને ભેટ આપ્યાં છે. પરી. ખીમચંદ ઝવેરચંદને ત્યાં હવે મંડળના રૂ. ૭૦૦ થયા છે.

રા. વિઠલદાસ હસ્તકના કેળવણીફંડમાં એક જ્ઞાતિ વિદ્યાર્થીએ રૂ. ૧૫ ) આપ્યા છે. વળી ડા. કેશવલાલ જેઠાભાઈ સવાઇએ રૂ. ૨૪ ) આપવાનું કહ્યું છે, તેમજ રા. વાડીલાલ મણીલાલ ચોકસીએ પૂર્વ આફ્રિકાથી, જ્ઞાતિના એક અંગ્રેજી ચોથા ધોરણના વિદ્યાર્થીનું કેળવણીનું ખર્ચ આપવા ઇચ્છા જણાવી છે.

સાધુ અને સંતોષ ( વાડીલાલ નાણાવટી ) ગરબા ( છોટાલાલ હરીલાલ ) કન્યાઓને કેવી કેળવણી આપવી. નિયુએ ( ચીમનલાલ મોદી ), અને દેશાટણ ( રા. નગીનલાલ ) એમ ચાર વિષય ઉપર ભાષણો થયાં હતાં. ચાલુ વર્ષમાં બધી થઇને મંડળની ૯૨ સભાઓ મળી છે.

લી. સેવક.

જમનાદાસ તારાચંદ નાણાવટી.

હીરાલાલ લલુભાઇ પટવા

ઓ. સેક્રેટરીઓ.